૪૫૨૩

# સ્ત્રીસદ્બોધ પંચાવની.

સ્ત્રીકેળવણી સારૂ.

બનાવનાર.

(સ્વર્ગવાસી) નાથાલાલ જેશંકર મેહેતા.

સઇજશાળાના મેહેતાજી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

હરીલાલ વી. મોતીરામ પંડ્યા.

મુકામ નારદીપુર.



દોહરો.

સ્ત્રી સીખામણ કારણે, ગરબી કરી આ વાર;
પ્રીત થકી સૌ વાંચશો, લૈધુ બૂક નીરધાર.



યુનિયન પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

સંવત ૧૯૪૬. સન ૧૮૯૦.

કીંમત ૬ પાઇ.

સામટી લેનારને કમીશન મળશે.

## સહજ સુચના.

દુનીઆને દીપાવનાર અને મનુષ્યરૂપી અમુલ્ય રત્નની ઉત્પત્તીના સ્થાનકરૂપ, માયાળુ માતાઓ, અને પ્રિય બેહેનો બનતો શ્રમ લેઈને રચેલી આ નાની પણ ઉપયોગી ચોપડી તમો સન્નારીઓની શેવામાં મૂકું છું, અને વિનવું છું કે, મારી મતિ પ્રમાણે જે સાધારણ પાળવાના નિયમો એમાં બતાવ્યા છે તેની કદર જાણી સદ્ગુણ સંઘરી દુરગુણનો ત્યાગ કરશો. આ પોથી રચવામાં મારી એજ અભિલાશા છે.

૧ પોતે સુધરી હવે પછી થનારી પ્રજાને તમારા સુધારાનાં ફળ ચખાડો એવી મારી તમારા પ્રતે પ્રેમપૂર્વક માગણી છે.

૨ પ્રિય બેનો! તમારા સુધર્યા વિના પુરૂષનો સઘળો સુધારો લુલો છે. આ સંસારની મહા મુસાફરીમાં પુરૂષનો ખરો મદદગાર શોભતી તેની સ્ત્રી છે.

૩ આશા છે કે, આ જુજ કીંમતની ચોપડીથી અમુલ્ય લાભ થવાની ખાત્રીથી સરવ સાહેબો ગ્રહણ કરશે. એજ અરજ. તા. ૩૧ માહે જુલાઈ સન ૧૮૯૦.

## જાહેર ખબર.

સર્વે ભાઇઓને હું નીચે સહી કરનાર નમ્રતા પૂર્વક ખબર આપું છું કે:—નીચે લખેલા ઠેકાણેથી આ ચોપડી રોકડી કીંમતે મળશે.

ડાહ્યાભાઇ લલુભાઇ શાહ.—મુ. નારદીપુર. ઠે. વણીકવાડ.
કાળીદાસ. લક્ષ્મીરામ જોશી—મુ. નારદીપુર. ઠે. ચબુતરા પાસે.
વિઠ્ઠલભાઈ કેશવલાલ ગાંધી—મુ. નારદીપુર. ઠે. ગાંધીવાડમાં.

લી. શેવક.

**હરીલાલ મોતીરામ પંડ્યા.**
મુ. નારદીપુર. વણીકવાડ.

# " સ્ત્રી સદ્બોધ પંચાવની."

## ગરબી—રાગ શુણજો સાજનોરે.

બુદ્ધિવંતી ને ગુણવંતી, સઘળી બાઇઓ સુણીએજી:
બાળપણે માબાપ તણે ઘેર, ભણતર રૂડુ ભણીએ ડાહ્યા.૧
માત તાતનું કહ્યું માનીએ, ભાઈ ભોજાઈશું ભળીએ જી:
શંખણીઓનું સહીપણું મૂકી, ફરીએ નહીં પર ફળીએ ડાહ્યા.૨
પરમેશ્વરની પુજા કરીએ, અન્ન અતિ નવ જમીએ જી:
સુંદર ઘરનાં કામ શીખીએ, નીત્ય રમત નવ રમીએ ડાહ્યા.૩
કદીએ કોઈને ગાળ ન દઈએ, સાંખીએ અવગુણ સૌનો જી;
મન જાણી પણ મુખે ન આણો, વાંક ભાઇની વહુનો ડા૦૪
પરણ્યા પછી પતિને ગણીએ, એ પરમેશ્વર મારો જી;
પ્રાર્થના રોજ પ્રભુની કરીએ, સ્વામી દીધો તેં સારો ડાહ્યા ૫
સસરા, સાસુને નિત્ય નમીએ, તીરથરૂપ મન જાણી જી:
દીયર જેઠને દુષ્ટ ન કહીએ, વંદીએ મીઠી વાણી ડાહ્યા. ૬
જેઠાણી, નણદી, દેરાણી, તેથી નવ ચડભડીએ જી;
પતિ કદી પ્રહાર કરે તો, બહાર જઇ નવ રડીએ ડાહ્યા. ૭
ગોવીંદના ગુણ કીર્તન ગાઇએ, જેમ કોઇ નવ જાણે જી;
લોક તણી લવરી નવ કરીએ, વહેલાં ઉઠીએ વ્હાણે ડાહ્યા.૮
બે વેળા જળ ગળી વાપરીએ, વાસણ નિત્ય ઉટકીએ જી:
કહ્યું માનીએ કંથ તણું પણ, નબળો જોઈ નવ નડીએ ડા.૯
પર પુરૂષથી પ્રેમ ન કરીએ, ખોટા સંગથી ખશીએ જી:
કદી કૌતક કાંઇ કાને પડે તો, ખડખડ તે નવ હશીએ ડા ૧૦

મુરખ નર મશ્કરી કરે તો, મુખ મરડીને જઈએ જી:
અલંકાર કોઇ અવલોકેથી, પાલવ ઓઢીએ હૈએ ડાહ્યા. ૧૧
ભુંડુ મુખથી કદી ન ગાઇએ, લાજ સરવની કરીએ જી;
ભરથારના ભાઈબંધની સાથે, એકલાં વાત ન કરીએ ડા. ૧૨
પતિ જમણુ જમી રહે જ્યારે, ત્યારે આપણુ જમીએ જી;
અલંકાર ઓછો હોય પણ, પતિને કદી નવ દમીએ ડા.૧૩
પતિ આવે બહારથકી ત્યારે, હશીને ઉભાં થઇએ જી;
પતિના દેખતાં પતિના પહેલાં, શેંજ ઢાળી નવ સુઇએ ડા.૧૪
વાટે વાત ન કરીએ સખીશું, ઘર ઝાઝાં નવ ગણીએ જી;
વાતજ કરતાં વાંધો પડે તો, ચણતર કદી નવ ચણીએ ડા. ૧૫
ખાધું શું તે કોઇને ન કહીએ, સુચી નિર્મળ રહી અંગે જી;
એકલડાં અસુરાં નવ જઇએ, સ્વામી વિના નર સંગે ડા.૧૬
ઘરની વાત બહાર ન વદીએ, નરશું નવ અથડાઇએ જી;
કોઈની વાત કોઇને નવ કહીએ, નર શુણતાં નવ ગાઇએ ડા.૧૭
શિશુ ઉપજે કે નવ ઉપજે, એ દુ:ખથી નવ રહીએ જી;
પતિ બીજી સ્ત્રી પરણે તો, તેનાથી નવ લડીએ ડાહ્યા. ૧૮
અબળા આપણુ પતિ વશ રહીએ, પતિને વશ નવ કરીએજી;
પતિના ઘરની વસ્તુ હરીને, પીએરમાં નવ ભરીએ ડાહ્યા. ૧૯
પર પુરૂપની સ્ત્રી તણાં સુખ, આપણે મુખે ન ગાઇએ જી;
કોઈના ઘરમાં કામ પડે તો, નારી વિના ન જઈએ ડા. ૨૦
પુત્ર વધુની પ્રિતિ જોઇને, મોટમ રાખી ન લડીએ જી;
ધન માટે કે સૌ સુખ માટે, બુદ્ધીથી નવ બગડીએ ડા. ૨૧
પાનીથી અંબોડા સુધી, અંગ ઉઘાડે ન ફરીએ જી;
તેર વર્ષની ઉમ્મર પછીથી, ભૂપણ વાજતું ન ધરીએ ડા.૨૨

કોઈ નર નારી વઢતાં હોય તો, જરૂર જોવા નવ જઈએ જી;
ઉત્તમ દીવસ, પ્રવીણ નિશ્ચે, વસ્ત્ર ધોવા નવ જઈએ ડા. ૨૩
વહાણે કોઈ અધર્મી જનનું, મુખ નવ જોઈએ ન્યાળી જી;
સાયંકાળની વેળાએ તે, રડીએ નહીં મોં વાળી ડાહ્યા. ૨૪
પરના સુખને ચાહીને ઠગીએ, દાઝીએ દુઃખને દેખી જી;
દયા અધીક તો દીલમાં ધરીએ, પીડાતા જન પેખી ડા ૨૫
પતિની સારી શેવા કરીએ, વાત કરી મન હરીએ જી;
આજ્ઞા પામ્યા કેડે સુઈએ, નમસ્કાર નિત્ય કરીએ ડા. ૨૬
નગ્ન વસ્ત્ર માગી નવ ધરીએ, અધીક કાસ નીજ અંગે જી;
સોનાથી સદ્‌ગુણની શોભા, સરસ ગણી મન સંગે ડા. ૨૭
પતિને પૂછી દાન પુન્ય તે, આનંદે ઉચરીએ જી;
પતિની આજ્ઞા ઓળંગીને, અઘટિત નવ આદરીએ ડા.૨૮
પતિ તરફનું દુઃખ હોય તો, તે કોઇને નવ કહીએ જી;
આપણા ભાગ્ય પ્રમાણે સુખ દુઃખ, સઘળું તેનો સહીએ ડા.૨૯
રીસે રંક સાસુને રગડી. ગાળ ન દીજીએ ભાખી જી;
કોઇના સુખનો વાદ ન કરીએ, નિત્યે સંતોષ રાખી. ડા.૩૦
આપણાં સંતાનોને કોઈ પૂછે, પરમેશ્વરના કહીએ જી;
એમાં અભિમાન નવ કરીએ, વાંકી વાટે નવ વહીએ ડા ૩૧
ધંધો કરતાં જે ધન મળીયું, વાપરીએ શુદ્ધ પંથે જી;
સત્પાત્રોને હેતે દીજે, કહ્યું હોય જે ગ્રંથે ડાહ્યા. ૩૨
આંગણે આવે અભ્યાગત તો, વાંકી વાત ન વદીએ જી;
વ્યભિચારી વનિતાની સાથે, વાત ન કરીએ કદીએ ડા. ૩૩
કુળવંતીને એ શિખામણ, વ્યશન કશું નવ કરીએ જી;
સાસરીઆમાં સાસુ સાથે, જળ ભરવા સંચરીએ. ડા. ૪

ક્રોધ કરી બાળકને મારી, રીસાઈ નવ રહીએ જી;
કોઇક કુડુ આળ ચડાવે, ઘરમાં બેશી રહીએ ડાહ્યા. ૩૬
નઠારાંના સંગને મુકીને, તેથી વેગળાં ખશીએ જી;
જો દીયરીઓ રીસાયો હોય તો, તાલી લેઇ નવ હશીએ ડા.૩૭
જાગે, જાત્રાએ, ને વિવાહે, માતા સંગે રહીએ જી;
મુખ જોવા મરદો દેખતાં, દરપણ હાથ ન લઇએ ડા.૩૮
જો પરણ્યો પરદેશે હોય તો, કાજળ રેખ ન સજીએ જી:
એ અવસરે સાસરે રહીને, હેતે હરીને ભજીએ ડાહ્યા. ૩૯
ભુત પ્રેતને તુચ્છ જાણી, ભ્રમ સઘળા તે ભાગો જી;
મુઠ, ચોટ, ને ડાકણ જાદુ, તેથી બીવા નવ લાગો ડા. ૪૦
છડી ઝાડકી વીણી ધોઈને, પછી અન્ન વાપરીએ જી;
નિત્ય લોટને ચાળી કરીને, કાચી રસોઈ ન કરીએ ડા. ૪૧
ચોકમાં ચતુરાઇથી રહીએ, રાંધતાં નવ રમીએ જી;
ચણીઆ વિના વસ્ત્ર પેહેરીને, બહાર કદી નવ ફરીએ ડા.૪૨
સોચ જતાં હોઇ સૈયર સાથે, ચુંપ રાખીએ વાણી જી;
લઈ મૃટીકા કર પગ ધોઇએ, ફુચી ન પીજીએ પાણી ડા.૪૩
ચાર દીવસ સુધી નીજનું મુખ, દાખવીએ નહીં નરને જી;
બીજી રજવંતીને નવ અડીએ. તજી ન જઇએ ઘરને ડા.૪૪
વાળતાં જંતુ સાચવીએ, ગોળી રાખીએ ચોખી જી;
ઉત્તમ ચીજ એકલાં નવ ખાઈએ, પ્રાણ પોતાનો પોખી ડા.૪૫
રાડ ન પાડીએ,પર. નીજ ઘરમાં, લડી લાંઘણ નવ કરીએજી:
સ્વામી વીગેરે જમતાં હોયતો, અસુર્ભ નવ ઓચરીએ ડા.૪૬.
ગર્ભવંતી તમે ઘરમાં રહીને નીતીશાસ્ત્રને વાંચોજી;
રાઈ, સરશીઉં. મરચું, હીંગને, ખાટું ખારૂં નવ ચાખો ડા ૪૭

લીંપી ગુંપી નીજ મંદીરમાં, ચિત્રામણ ચીતરીએ જી;
સારી રાખીએ સર્વ વસ્તુઓ, ભરતજ વસ્ત્રે ભરીએ ડા. ૪૮
કોઇ બકાવે તો નવ બકીએ, બાધા ન રાખી કશીએ જી;
અજાણું ઓસડ ન ખાઇએ, પર નરથી નવ હસીએ ડા. ૪૯
વિધવાએ શણગાર ન સજવા, જરૂર જાવું નહીં જાને જી;
સંસારી સુખ નહીં સંભારી, ધરવા પ્રભુને ધ્યાને ડા. ૫૦
સાસરીઆં કે પીઅરનાં, આજ્ઞા માફક ચાલે જી:
વિધવાને કાંઇ જણસ જોઇએ, તો મંગાવીને આલે ડા. ૫૧
સધ્વળી હોય જે વિધવા તેણે, શાસ્ત્ર પ્રમાણે કરવું જી;
ગુરૂ વિકારે રહી તેના મુખથી, કથા કરણમાં ધરવી ડા. ૫૨
શાસ્ત્ર સજ્જનથી સાંભળવું ને, ભગવત વારતા ભાવે જી:
ભવસાગર તરવાને કાજે, નાથની ભક્તિ ગાવે ડાહ્યા. ૫૩
ક્ષમા થકી તે સુખ દુઃખ સહીએ, ઇશ્વરના ગુણ ગાઇએ જી;
ઇશ્વરનો વિશ્વાસ તજીને, ધરમ તજી ન ધાઈએ ડા. ૫૪
સદ્ગુરૂની શીખામણ સુણીએ, જે સદ્ગુણ શીખાવે જી;
નાથાલાલ તો એટલું કહીને, કથા પૂરણ કરાવે ડાહ્યા. ૫૫

## "રજસ્વળા સ્ત્રીને પાળવાના નવ નિયમો."

### રાગ–રામ લક્ષ્મણ વનમાં સધિાવતાં—( ઘોળ. )

એની સારી શિખામણ સાંભળો, કરજો રૂદીયામાં તેહનો
તોલ, સુણીને આ બોલ, પાળો ઘણા પ્રેમથી. ૧
સ્ત્રીએ રજો દર્શન કેમ પાળવું, તે કહુંછું સુણો સહુ બેન,
જેથી પડે ચેન. પાળો ઘણા પ્રેમથી, ૨
પ્રથમ ચાર દિવસ સુધી રજવંતી. બ્રહ્મચાર્ય વ્રત, પાળે જેહ,
સુખી રહે તેહ. પાળો ઘણા પ્રેમથી. ૩

બીજુ દીવસે નીંદ્રા તજો તમે, તેથી નિર્મળ રહે બાળ કાય, આળસ દૂર થાય. પાળો ઘણા પ્રેમથી. ૪

ત્રીજું અંજન નેત્ર કીધા થકો, સદા અંધ રહે સંતાન, સુણો ધરી કાન. પાળો ઘણા પ્રેમથી. ૫

ચોથું ઘણું ઘણું રોવા થકી, દ્રષ્ટી ટુંકી બાળની થાય, દુઃખી ભવ જાય. પાળો ઘણા પ્રેમથી. ૬

પાંચમું તેલ દીલે નવ ચોળવું, તેથી કોઢ તણો રોગ જાય, દીલે સુખ થાય. પાળો ઘણા પ્રેમથી. ૭

છઠું અતિશે શબ્દો સુંણ્યા થકી, બાળક બહેરૂં થાય જરૂર, વિચારોને ઉર. પાળો ઘણા પ્રેમથી. ૮

સાતમું ભોંય કદાપી ન ખોદવી, તેથી બાળની આળસ જાય, દુઃખી ન થવાય. પાળો ઘણા પ્રેમથી. ૯

આઠમું પવન અતિ નવ શેવવો, જેથી ઘેલું થાય નહીં બાળ, એની સુણો સાર પાળો ઘણા પ્રેમથી. ૧૦

નવમું મહેનત અતિશે નવ કરો, તેથી બાળ નીરોગી થાય, પાળોને સદાય. પાળો ઘણા પ્રેમથી. ૧૧

આ નવ નીયમ જે પાળશે, તે સુખી રહે સદાકાળ, કહે હરીલાલ. પાળો ઘણા પ્રેમથી. ૧૨

**સમાપ્ત.**